# નર્મદા

## નાટકના ઓપેરા.

વાંકાનેર "આર્યહિતવર્ધક" નાટક કંપની માટે.

રચીને પ્રસિદ્ધ કરનાર


**રાવલ ત્રંબકલાલ દેવશંકર**

વાંકાનેર આ૦ હિ૦ વ૦ ના૦ કંપનીના માલીક.



**આવૃતિ પાંચમી પ્રત એક હજાર.**





**શ્રી મહેશ મુદ્રાલય—સુરત.**

સંવત ૧૯૬૫ સને ૧૯૦૮

**કીંમત રૂ૦ ૦-૨-૦**

## શ્રી વાંકાનેર આર્યહિતવર્ધક નાટક કંપની.

# નર્મદા નાટકનો ટૂંક સાર.



## અંક પહેલો.

પ્ર. ૧ માં—બ્રાહ્મણો—શ્રી નંદપુરાધિપતિ શાંતીવીજય મહારાજાની કુંવરી નર્મદાની સાલગીરી હોવાથી નંદપુરનાં બ્રાહ્મણો બૈરાં છોકરાં સહિત સિધ્ધેશ્વરી માતાએ કુંવરી તરફથી દક્ષણા મેળવવા માટે જાય છે.

પ્ર. ૨ માં—**સિધ્ધેશ્વરી માતા**—સિધ્ધેશ્વરી માતાનાં દર્શન કરવાને સખીઓ સહીત નર્મદા આવે છે. બ્રાહ્મણો આશિર્વાદ આપે છે ને મંદીરના દરવાજા ઉઘાડવાને વીલંબ હોવાથી આનંદ માટે સખીઓ સહીત નર્મદા ગરબો ગાય છે. મંદીરના દરવાજા ઉઘડે છે. સર્વ સ્તુતિ કરે છે. દરમ્યાન ભૃગુપુરનો કંટકસેન નામનો રાજા મૃગીયા રમવા ગયેલો તે જંગલમાં ભુલો પડવાથી તે સ્થળે આવી ચડે છે નર્મદાને જોઇ કામાંધ બને છે તે ઉપરથી નર્મદાની સખીઓ તેને મારી કાઢે છે ત્યાર પછી કંટકના હુકમથી તેના મા-

ણુસો કુંવરીપર હલ્લો કરે છે પરંતુ અચાનક વિજય આવી તેને બચાવે છે ત્યારથી નર્મદાના ઉરમાં વિજય ઉપર પ્રીતિની ઉરમી થઇ.

પ્ર. ૩ માં—**ઝવેરચંદ નગરશેઠ**—ના દીકરા નવલશાની વહુ ચંચલા ફતેખાં નામના નોકર સાથે નહીં ઘટતી ગમત કરે છે ત્યાં ઝવેરચંદશા પોતાના પુત્ર નવલશાના કાવતરાથી આંખના દરદથી પીડાતા આવે છે તેમનો નિમકહલાલ નોકર બાબલો વિદ્યાવિલાસમાં મદ્યપાન નિષેધ વિશે ભાષણ થનાર છે તે વિશે વાત કરે છે એટલામાં નગરશેઠનો પુત્ર નવલશા દાક્તર ધનજીશાને તેડી આવે છે ધનજીશા આંખ તપાસી ઔષધ નાંખે છે રાતના ભાષણમાં જવાનો ઠરાવ. શેઠ પુત્રને ધનજીશા ખરાબ કરે છે.

પ્ર. ૪ માં—**મદ્યપાન નિષેધ સભા**—વિદ્યાવિલાસ સભામાં બાણુ સ્વામી મદન ઢુંડા ઘોસ મદ્યપાન નિષેધ વિશે નંદપુરની મદ્યપાન નિષેધ મંડળીના આશ્રયથી પ્રધાનના પ્રમુખપણા હેઠળ વ્યાખ્યાન આપે છે તે મંડળીના મંત્રી છેલશંકર વકીલ બધી વ્યવસ્થા કરે છે.

પ્ર. ૫ માં—**નિપુણરાયની વિજયને પ્યાર ભેટ**—નર્મદાના કહેવાપરથી તેને મહારાજાની મુલાકાતનું કહી નિપુણ જાય છે ને વિજય તથા નર્મદાનું પ્યારમાં પડવું ત્યાં દાસી જયા આવીને વિજયને દરબારમાં જવાનું કહેતાં નર્મદાનું નિરાશ થઇ જુદા પડવું ને વિજયને મળવાનું જયાને કહી પોતે પણ જાય છે.

પ્ર. ૬ માં—**ઉપરથી ઉજળા પણ માંહે કાળામેસ**—છેલશંકર વકીલના ઘરમાં રાતના માસ્તર વગેરે દારૂ પી બે ભાન થાય છે. ફતેખાં નામનો વકીલનો માણસ ખાવાની ગોઠવણ કરે છે પ્રધાન આવતાં સર્વે બેશુદ્ધીમાં હોવાથી પ્રધાન પણ તેમના હાલ જોઈ ખેદીત થાય છે ને તેમના નીચ કૃત્ય બાબે ધિઃકારે છે. બાબલાને અને પટાવાળાને શેઠ પુત્રને ઘેર પહોંચાડવાનું કહી પ્રધાન જાય છે. બાબલો પટાવાળા પાસે મજુરો અને ખાટલો મંગાવી દારૂડીઆઓને ઘેર મેલવા જાય છે.

પ્ર. ૭ માં—**વિજયનું અપમાન**—વિજયને નિપુણરાયે તે દુષ્ટની તપાસ કરવા મોકલેલા તેથી તે તપાસ કરી આવી પોતે કંટકસેન ઉપર નિશ્ચય શક લે છે એવામાં શાંતીવિજય મહારાજ નિપુણરાય દિવાન સહિત આવી મળે છે તેની સાથે કંટકસેન ઉપર મારો શક છે એમ જાહેર કરી લડાઇ લઇ જવાનું કહે છે પરંતુ શાંતીવિજય નહીં માનતાં ગુસ્સો કરી ચાલ્યા જાય છે. વિજય ત્યાં નિરાશ થઇ જાય છે.

પ્ર. ૮ માં—**કંટકના કુવિચાર**—નર્મદાને પોતાને તાબે કરવી એવો વિચાર કરે છે ત્યાં નંદપુરથી નાસેલો ફતેખાં આવી નર્મદાને લાવવામાં મદદગાર થઇશ એમ કહે છે જેથી તેને ચોપદારને ત્યાં ઉતારો આપે છે. પાછળથી રાણી આવી પોતાની પુત્રી સુજાણના સગપણ વીશે વાતચિત કરે છે તેપર કંટક ધ્યાન નથી આપતો જેથી રાણી સ-

મનાવે છે એટલે તેને માર મારે છે ત્યાં સુજાણ આવે છે તેને પણ ધિઃકારી કાઢે છે.

પ્ર. ૯ માં—**ભૃગુપુરમાં ફકુ ધાંયજો**—ભૃગુપુરના દરબારી ધાંયજા ફકુને ત્યાં કંટકસેનનો ચોપદાર આવે છે ફતેખાંનો મુકામ ચોપદારને ત્યાં આપેલ હોવાથી તે પણ સાથે આવે છે. ધાંયજાની વહુ ફકુડી જમવા તેડવા માટે આવે છે તે નંદપુરની હોવાથી છોકટા ફતેખાંને ઓળખે છે ફકુડી તેને ઓળખતાં ફતેખાં તેનાપર ખોટું આળ ચડાવે છે એટલે ફકુડી તેને મારવા જાય છે બેઉ લડે છે. દરમ્યાન ચોપદાર આવી છુટા પાડે છે.

પ્ર. ૧૦ માં—**નર્મદા**—પોતાના મહેલમાં હીંડોળે ઝુલે છે ત્યાં દાસી પુષ્પહાર લાવે છે તે હારપરથી નર્મદાનું વિજયપર વલણ થાય છે ત્યાં તેને બોલાવે છે. પ્રેમીજોડાની પવિત્ર ગમત.

---

## અંક ૨ જો.

---

પ્ર. ૧ માં—**કંટકસેનની રાજસભા**—ભૃગુપુરાધિપતિ કંટકસેન માહારાજનો દરબાર કંટકસેન સિધ્ધેશ્વરી માતાએ બનેલા બનાવ વિશેની વાત પોતાના પ્રધાન વગેરે દરબારીને

જણાવે છે અને ફતેહખાં આવ્યા વિશેનું કહે છે. નર્મદા કુંવરીને પોતાના મહેલમાં તેડી લાવવાથી મને સુખ થાય એમ છે દરબારીયો અનુમોદન આપે છે. તુરત દુત મોકલી નંદપુરેશને ખબર મોકલવામાં આવે છે.

પ્ર. ૨ માં—**નવલશાનું વિદેશગમન**—શાંતિ વીજયના હુકમથી ઝવેરશા પોતાના પુત્ર નવલશાને કુસંગતિ છોડવવા બાબલા સાથે પરદેશ મોકલે છે.

પ્ર. ૩ માં—**શાંતીવિજયની રાજસભા**—કંટકસેનના દુતનું પત્ર લઇ આવવું અને વિજયનો પત્ર સંબંધી તિરસ્કાર અને લડાઇ કરવા તૈયાર થવું તેથી શાંતીવિજય નારાજ થઇ વિજયને દેશપાર અને કુંવરી નર્મદાને અચલેશ્વર માહાદેવમાં નિપુણ સાથે.

પ્ર. ૪ માં—**ચંચલા સ્વચ્છંદી**—નગરશેઠ નવલશા પરદેશ ગયાનો લાભ લઇ ચંચલા ભૃગુપુર ગયલા ફતેખાંનો કાગળ આવતાં તેની પાસે જાય છે ત્યાં રસ્તામાં લેણીઆત મળે છે તેને સ્ત્રી ચરિત્રથી ભમાવી ભાગી જાય છે.

પ્ર. ૫ માં—**કંટકનો હઠ**—કંટકસેનને લડાઇને માટે તૈયારી નહીં કરવા રાણી વખતુબા તથા કુંવરી સુજાણ સમજાવે છે પણ પથ્થર પર પાણી.

પ્ર. ૬ માં—**કાળાં કામ કરનારૂં જોડું**—ફતેખાં તથા ચંચળાની ગમત.

પ્ર. ૭ માં —**રણભુમી**—દ્વંદ્વ યુદ્ધ. શાંતીવિજયનું યુદ્ધમાં પડવું કંટકસેનના લશ્કરી માણસોનું નંદપુરમાં લુટવું તથા નર્મદાની શોધ કરવા જવું.

પ્ર. ૮ **અનાયાસ કાળાં કૃત્યનાં ફળ**—નંદપુરથી મદ્યપાનની ટોળીનો છેલશંકર વકીલ તથા નંદકુંવર ( હરપ્રસાદ માસ્તરની વહુ ) ભૃગુપુર આવેલાં ત્યાં સીપાઈ લોકો આવી નર્મદાની ખબર પુછતાં જવાબ નહીં આપવાથી બંનેનાં નાક કાપે છે.

પ્ર. ૯ માં—**અચલેશ્વર મહાદેવ**—નર્મદા નિપુણને જયાનું અચલેશ્વર મહાદેવના સ્થાન નજીક આવવું ત્યાં કંટકસેનનું આવવું. નર્મદાને તેનાથી થતી વીટંબણા પણ તેટલામાં ભાઉડાંઓ આવી કંટકને નસાડે છે. અચલેશ્વરના મહંતનો કાળ થયાની ખબર ભાઉડાં તરફથી મળી તે ઉપરથી ત્યાંથી ફરતાં પાછા વીકટ જંગલમાં રસ્તો ભુલી જવો.

પ્ર. ૧૦ માં—**ભલાં સાથે ભલાની ભેટ ત્યાર બાદ બુરા**—વિજય જંગલમાં છે ત્યાં અચાનક બાબલો તથા નવલશા આવે છે અને પરસ્પર ઓળખતાં મળે છે ત્યાં નંદકુંવર તથા છેલશંકર નકટાં આવે છે અને થયેલી શિક્ષાનો પસ્તાવો કરે છે.

પ્ર. ૧૧ માં—**વિજયના વિચાર**—વિજય રૈયતને ઉશ્કેરી સ્વર્ગવાશી મહારાજા શાંતિવિજયનું વેર લેવાની ગોઠવણ તથા નવલશા શેઠની લડાઈના પ્રસંગે દ્રવ્યની મદદ આપવી.

પ્ર. ૧૨ માં—સુજાણુ—નર્મદામાં વ્રત ઉજવવા દીવા મુકવા આવે છે તેને દુર્બળસિંહ કામાંધપણે સતાવે છે તેને નિપુણ બચાવે છે તથા નિપુણ તથા નર્મદાને પરીક્રમાવાસીના કહેવાથી પોતાના પિતાના મરણની જાણ થવી ને પુલ ઉપર થઈ હંસનગર જતાં કંટક તથા તેના લશ્કરીઓના હુમલાથી નિપુણનું ત્યાં પકડાવું અને જયા તથા નર્મદાનું નર્મદા નદીમાં પડવું. ખારવાની મદદથી નર્મદાને બહાર કાઢવી.

---

## અંક ૩ જો.

---

પ્ર. ૧ માં—ખારવા—નર્મદાને ધિરજ આપે છે ભજન ગાય છે ત્યાં એક બારોટ આવે છે તેને પુછતાં તે નર્મદાના મોસાળનો છે અને વિજય શાંતિવિજયનું વૈર વાળવા તૈયાર થાય છે તેને મદદ આપવાની ખબર કરવા જાય છે એમ જણાય છે તેથી તે બારોટ પાસેથી પુરૂષનો પોષાક લઇ નર્મદા વિજયની મદદ કરવા જાય છે.

પ્ર. ૨ માં—જેલમાં નિપુણ—નિપુણ પોતાની હાલતપર અફસોસ કરે છે ત્યાં પોતાના ઉપર ઉપકાર કર્તાની ભેટ લેવા સુજાણુ આવે છે ત્યાં પરસ્પર સજડ પ્યાર બંધાય છે પાછળથી કંટક આવી નિપુણરાયને મહાકાળીનો ભોગ આપવા લઈ જાય છે.

પ્ર. ૩ માં—**નર્મદા પુરૂષ વેશમાં**—વિજયની મદદે નીકળેલી તે વિજયને મળે છે પણ ગુપ્ત પોશાકમાં ત્યાંથી લશ્કર લઇ સર્વ જાય છે.

પ્ર. ૪ માં—**મહાકાળીનો ભોગ**—ક્રુર કંટક નિપુણનો ભોગ આપવા ઉતાવળ કરે છે ત્યાં પણ રાણી અને કુંવરી સમજાવે છે પણ નહીં ગણકારતાં ધાર્યું કરવા જાય છે ત્યાં પાછળથી વિજય તેમજ પુરૂષ પોશાકમાં નર્મદા ( રેવાસેન ) આવી કંટકને કેદ કરે છે અને સાથે નંદપૂર લઇ જાય છે.

પ્ર. ૫ માં—**ફતેખાં ને ચંચળા**—ગમત કરે છે ત્યાં નવલશા તથા વિજય વગેરે આવી તેની જીભ કાપી લે છે.

પ્ર. ૬ માં—**નર્મદા અને વિજય**—પાસે કેટલીએક વ્યંગોક્તિથી વાત કરી પ્રગટ થાય છે. પ્રેમી જોડું પ્યારભર ભેટે છે.

પ્ર. ૭ માં—**નાક કટા તથા જીભ કટા**—નંદકુંવર તથા છેલશંકર અને ફતેખાં તથા ચંચલાનો પસ્તાવો.

પ્ર. ૮ માં—**નિપુણ તથા સુજાણ**—દુઃખનો અંત આવ્યો તેથી બંને ખુશી થાય છે અને અન્યોઅન્ય પ્યાર ચેષ્ટા કરે છે.

પ્ર. ૯ માં—**બાબલો તથા બાબલી**—પરદેશનાં સુખ દુઃખની રમુજ ભરેલી વાતો કરે છે.

પ્ર. ૧૦ માં—**વિજય મંડપ**—દુષ્ટ કંટકનો ન્યાય અને વિજયજીનો ખુલાસો તે એ કે કંટકસેન વિજયસિંહના પિતાને મારી નાંખી પોતે ભૃગુપુરનો ધણી થયો હતો વગેરે જાહેર કરે છે. વિજય તરફથી નિપુણને નંદપુરના રાજ્યની સોંપણ, વિજયનો ભૃગુપુર ઉપરની પોતાની અસલની રાજગાદીપર રાજ્યાભિષેક. નિમકહલાલ જનોને ઇનામ તથા કંટકની પુત્રી સુજાણબાના કંટકને હાથે નિપુણરાય સાથે લગ્ન અને નિપુણને હાથે નર્મદાના વિજય સાથે ગાંધર્વ લગ્ન. આનંદની અવધી. પ્રેમી જોડાને ઈશ્વર સાનુકુળ.



# નર્મદા નાટકનાં ગાયનો.

(૧)

નામતો પ્રભુનું લેવું નિશ દિન તારે,
સંસાર અસાર સમજી સુકૃત કર વ્હેલાં;
જુવાની આ જાતી રહેશે માટે ચેત પહેલાં;
માયા ખોટી મમતા જુઠી મુકી દે વિચારી,
સાચું છે સુધર્મે રહેવું છોડી દે ખુમારી;
ભુંડાં ભુંડું મનમાં ભાખે રાખ તું ભલાઈ,
પરસ્પરે સ્હાય કરવી સાચી એ સગાઇ.

(૨)

માથાં ફોડી શીદ મરે કરમના લખ્યા લેખ નવ ફરે;
તારૂં ધાર્યું કદી થશે નહીં અભિમાન કેમ કરે.
પુરૂષ પ્રયત્ને હોય હરિની કૃપા તો કારજ સરે,
ચડતી પડતી જન્મ મરણ છે રાય રંકને ઘરે.
સદા સુખી સંતોષે રહેવું હરીહર દુખડાં હરે;
લાડુ ખાવા મળે મજેના (આ) ડોશી કયારે મરે.
હાય મુવાઓ ખાઉં તમારા લાડુતો પેટ ઠરે.

(૩)

સૈંયર શ્યામ સુલક્ષણા પાસે જબરી જાદુગરી જાદુગરી;
મોહ જાળમાં મુજને નાંખી કામણ ટુમણ કરી.
પ્રિતમના પગલાંના પડઘા પલ પલ મુજને વાગે;
લડું વઢું પણ રઢિયાળાથી મળવાને રઢ લાગે.
મારા સમ જો મોહન મારો હૈયા કેરો હાર;
પ્રાણ થકી પ્રીતમજી પ્યારો અંતરનો આધાર.
કોડીલાનું કમલ વદન તે મદનજીત મોહ જાળ;
જોતામાં જુવતીનો જીવડો જીતિ લે જગપાળ.
ભ્રકુટી એની ભાન ભુલાવે મોહ ભરેલી મોટી;
મોહનવરની મનહર મુર્તી ચિતડાં માંહે ચોંટી.

(૪)

ફટ ફટ નફટ અનાડી, તને ધિઃકાર ધિઃકાર (૧)
તને ધિઃકાર ધિઃકાર (૨)
કોણ છે તું કયાંથી આવ્યો બોલ્યો આ શું બોલ.
અવિચારી નિચ નિર્લજ જા જા કરતું મનમાં તોલ;
ચાલ્યો જાને પાધરી વાટે મારૂં કહ્યું વિચારો,
પાપી અધમ એ બોલ્યો પાછો માર માર મારો.

(૫)

ચાલો આવાર સહુ કરો ન વાર પ્યારી.
ભીતિ લગાર નહીં ધરો આવાર ભારી;

લઇએ ઓવારણા મળી સહુ વારી વારી.
જાતી બચાવી છે લજ્જા અમારી પ્યારી;
ઉરે નાં ધરશે। લગારે આભાર.
લીધી સાર ન લગાર કરી વાર;
ચાલો દ્વાર સુકુમાર ગુણાગાર.

## ( ૬ )

મોજ મજાહ મેં રહેનાં ગુલતાને હરદમ ઇનશાને અહાહાહા.
કુકર્મ કરતાં પકડ થઈ ફરતાં ધાક નહીં ધરતાં અહાહાહા;
દિલ ખુશ દિલાવર મીલે મુજાવર બડા બીરાદાર અહાહાહા.
છટછટ ધિઃકાર છે પટ પટ ગમાર છે ખાસડ ખાનાર છે અહાહાહા.
અમન ચમનમેં ગુલે ગુલશનમેં પ્યારી પબનમેં અહાહાહા.
શ્રીહરી ન સાંખશે લોક બુરૂં ભાખશે કૃત્ય ફલ ચાખશે. અહાહાહા.

## ( ૭ )

સુધરેલા સાર સાર વિફરેલા વાર વાર,
માથે પટીયાં લટીયાં કાળાં, અડવું કપાળ ચશમાવાળાં:
સ્ટોકીંગ બુટને ચટકું ચાળા, સોટી ઝાલે છેલ છોગાળા;
કુકર્મ કરતાં નહીં ડરે તો, વંઠી જાશે તેની નાર નાર નાર.
ચાલે ચટ ચટ કરતી ચાલ, ઉધાડે અલબેલીના વાળ;
બાટલીઓના બુચ ઉરાડે, બેભાન બની કાં પડશે ખાડે.
ઘેર જશે કાં ધલાઇ ગાડે, લાડા લાડી લડશે લાડે.

પહેલાં પીશે હળી મળીને, પાછળથી કરશે મારા માર માર માર;
ફડાફડ લડશે લાકડીએ, તડાતડ આવે આંકણીયે.

(૮)

પ્રીતિ રીતિ મેં જાણી પાતલીઆ,
વારી વારી જાઉં કુરબાન દીઠા દિલ ખુશરે દિલજાન;
ઠારી નીત ઠરવાની પાતલીયા;
ગાંડો ઘેલો છઉં ગુલતાન મારો શું કરવા મોહબાણ,
પ્રેમે લ્યો મનમાની પાતલીયા.

(૯)

ભોળું મન ભુલે સાચું સુણતામાંરે ફંદે ફોસલાય;
વિશ્વાસુ જો શ્રધા રાખી ધારે મનમાં ટેક.
ઇચ્છિત વસ્તુ મળશે આવી જયાં છે નિતિ નેક;
દ્રઢ ભક્તિ નિશ્ચય પાકોતો કોણ થકી ડરનાર.
ધન્ય જગતમાં જન એવાને સાથ પ્રભુ કરનાર.

(૧૦)

કરમાં તું ચતુરાઇ ભલી થઇ કરમાં તું ચતુરાઇ;
જાણ્યું હવે મારી બાઇ ભલી થઈ કરમાં તું ચતુરાઇ.
પલ પલ જીવડો પલક પલકમાં પ્રેમે રહ્યો પલટાઇ;
જીવ મારો ભમ્યા કરે પ્રેમ પાસમાંજ ખરે.
રંગીલાના રાગ રંગે રહીશું રંગાઇ;

## ( ૧૧ )

કીને ચુરાયા એ મુલ મેરા બટવા (૪)
ચોર પકા ચોર ચોર પકા ચોર ચોર પકા ચોર.
કીસ્સે બના હે જીગર જાન પટવા. (૪)
બટવા ખાતર ફીર ચુકી ગલીયન બાટ બજાર;
અફસોસ અય કીતના કરૂં મીલતા નહીં ગમાર.
કીસે કહું મેં અય ગમખ્વાર બતીયાં. (૪)
સમજાવું મેં કીસ તરેહ પટવા હો હુંશિયાર;
હે દુસરા બનવાયકે હય ઓરત શૃંગાર.
કયસી ધડકત હય દીન રાત છતીયાં. (૪)

## ( ૧૨ )

હાય હૃદય બળે છે દુષ્ટ કૃત્ય તારૂં જોઇને;
આ તલવાર છે તૈયાર મારી ઠાર કરશે પાર.
હજીંજ માર ખુબ ધાઉં હું પાપીને શીખ દેવાને
તારૂં તારૂં તુર્ત તારૂં શોધી નખોદ કઢાવું.
જોજે ટેક કરી નિસ્તેજ તારી રાંડને રડાવું.

## ( ૧૩ )

અરે હાય શાને ડરવાનું, નથી એ વાતમાં ફરવાનું.
પ્રસર્યું વૈરનું ઝેર રગેરગ અંગ બળે અંગાર;
પકડાવી મંગાવું પહેલી વહેલી નાજુક નાર.
નકી એ મારે કરવાનું.

ઉતારીશ મદ એ બાળાનો ખેર ભલે જે થાય.
ક્ષત્રીવટ પુરી પાળી તો જો મનહરણી હરાય;
હામ છે ત્યારે હરવાનું.

( ૧૪ )

એ અનિરૂધ અર્જુન કૃષ્ણ કૃતી વિચારોને પતિ.
સુરીનર મુનીવર પરનારીપર કરતાં નજર ડરતા અતીરિ:
ગૌતમ ગ્રહ કરતાં ગમન મઘવા સરખા મહાન.
દેહે દુઃખ પામ્યા અતિ ભગથી ભુલ્યા ભાન,
વૃંદાને છળવા ગયા કપટ રૂપ જગ તાત,
પથ્થર થઇ પૃથ્વી પડ્યા ધ્યાન ધરો એ વાત.

( ૧૫ )

વ્હાલા બાપુજી આમ ન કરશો,
મારાં માતાજી (૩) કહે તે દિલ ધરશો.
છોટી જા છોટી છો ઘેલી તું ચુપ;
મુરખ મારીશ હઠીલી તું ચુપ.
લાગશે લાત ઝપાટો તું ચુપ;
લેતી જા લે આ સપાટો તું ચુપ.
મારો ભલે માર ખાશું તમારો છે ઇશ્વર મારો;
શાણી થા સુજાણી બાપુ માની ધિરધારી રહી જા છાની.

( ૧૬ )

સુજાત અમે ક્ષાંયજા દુનિઆમાં સૌથી સુજાત,

વાળંદ બારબર પારેખને નાપી હજામ કહે કોઈ રાત;
સોમ બુધ શુક્ર રવી એ વારે મરચ્યાં રહી ખરે ખાત.
ખોટ વિનાનો ધંધો અમારો વાળ મસાલ એ જકાત.

## ( ૧૭ )

હું છું દરબારી મોટારે ત્યાં વાળું ગરબડ ગોટો,
મહારાજા તો હસી બોલાવે કરે બધા સલામ;
હુંશિયારીથી હું સઘળાને ગાંડા ગણું ગુલામ.
પુછી ગાછી વાત કરે છે ભારે મારૂં માન;
વચ્ચોવચ જઇને હું બેસું જાણે કાળો કાન;
રાજ કાજની કુશળતાથી થયો નાતમાં શાહ.
હું તું રાજા રાણી થશું હવે વાહ વાહરે વાહ.

## ( ૧૮ )

આ હાર જોઈ કંઇ કંઇ થાય જો વાહ! કોનેજ શોભે:
પ્રિતમજીના કંઠમાં પેરાવુંજો જોવા મનડું એ લોભે.
કયાંછો પ્રિતમજી આવો રસીકજી,
પ્હેરો મારા હૈયાના હારજો હુંરે જોઉંછું વાટ નિત્યે તમારી.
આવો વ્હાલા લ્યોજી સ્વીકારી રંગીલા રસિલા;
છબિલા છોગાળા અલબેલા પ્રિતમ વર,
તરસીછું કયારની મળવા અત્યારની;
રંગી રાગે રંગમાં રગદોળોજો છુંરે તૈયાર મન મોહનજી પ્યારી,
હળી મળી કરો આભારી... ... ... ... ... ...

છોડો એ વાતને રાખી વિશ્વાસને મળશે તમને હૈયાના હારજો.
શું રે બોલોછો જરા જુવો વિચારી ઇચ્છા કરે પુરી ત્રીપુરારી;
રંગીલી રસિલી છબિલી રઢાયાળી અલબેલી ધિરજ ધર.

## ( ૧૯ )

રસિયા આવી શરદ પુનમની રાતરે મોહનજી; —
મોહ લગાડી મુજને મારી લાત હો મન મોહનજી.
છેલ છબીલે એની મુજને ભોળવી મોહનજી,
પ્રિત કરી આ ચીતડું લીધું ઓળવી મન મોહનજી.
દગો કરી સટકી ગયો અબળાનું શું જોર;
ધ્રાંપ્રાં મારી પડી રહી કરતી શોર બકોર.
ભોળી અબળા અમે ન જાણી ટોળરે મોહનજી;
રસિયો કામણગારો ચિતનો ચોર હો મન મોહનજી.
મન ભરમાવી કરતો મીઠી વાતરે મોહનજી;
મુખ મીઠું પણ અંતર કરતો ઘાત હો મન મોહનજી.
ઘટે નહીં નટવર તને કરવાં આવાં કામ;
રટણ કરૂં દિન રાત હું એક પ્રિયે તુજ નામ.
મળશો કયારે પ્રિતમ પ્રાણાધારરે મોહનજી;
જીવન મારા હૈયા કેરા હાર હો મન મોહજી.

## ( ૨૦ )

અંદર આવો નાથ પ્રાણ. મમ અંદર આવો નાથ;
ઝટ કરૂં હું દીલની વાત, જપું છું મારા પ્રિતમ પ્યારા.

નામ તણી નિશ દિન હું માળા અન્ય ઇચ્છા નથી પ્રાણથી પ્યારા.
અર્થ વિચાર કરે શીદ બાળા કેમ ભુલું ઉપકાર તમારા.
( ચાલો આવો ) ( નાના નહીં બને ) ( ગભરાઓછો શું )
બસ ચાલો મારી સાથ, મુકીને ચાળા આવો છોગાળા.
સત્ય વિચાર શ્રુતિ તણા ધારા શાંત કરે મન કામને તારા;
ઠીક વદી કરો શાંત આ દારા છોડું હવે કેમ જીવન મારા.
(મને નહીં રોકો) (કેમ નહીં રોકે) ત્યારે શું કરશો
રહું સદાય તમ સંગાથ, પ્રાણ મમ અંદર આવો નાથ.



# અંક ૨ જો.

## ( ૨૧ )

અપમાન કર્યું એક કુંવરી એક કુંવરીએ એક સુંદરીએ..
નંદપુરેશની એ પુત્રી છે આ પ્રતેખાં કહે તે ખાત્રી છે;
કેમ સહુ માનભંગ આધિન એ.
લાવો મંગાવી તે તુર્ત દારાને મ્હેલ શોભાવોને આ મારાને
તો તો ખરે સુખ થાય આ ઘડીએ.

## ( ૨૨ )

પ્રાણજીવન પરદેશ પધારી વેહેલા આવજો (૨)
વેહેલા આવજો અરે હાં વેહેલા આવજો;
રહેજે રાજી..........હાજી હાજી.
નવિન નૌતમ નામી વસ્તુ પેહેલા લાવજો;
સ્વામી શેવા ચિત હિત ચાહી કિરતી પામજો.
સ્નેહ સદા સંભારીશ લાલા પ્રિતિ રાખજો.

## ( ૨૩ )

તારૂં કાળું કરીને ટળીજા મેર મેર મેર;
બસ બસ બસ.....તારૂં કાળું કરીને ટળીજા.
બળ્યું બળ્યું મોઢું આ તારૂં જા જા જા તુજને ધીક્કારૂં;

નથી નથી થાતું આ સારૂં...અરે મેરને રાંડ ટુચકી.
હંઅ હંઅ હંઅ તારૂં કાળું કરીને ટળીજા.

## ( ૨૪ )

શું રે થશે હાય હું રંક પ્રાણી, થયું ધુળધાણી થયું ધુળધાણી.
દુઃખ દરિયામાં જીવતી તણાણી, થયું ધુળધાણી. (૨)
હિણ ભાગી હું કેમ જીવું છું મોત વિનાની દાઝી મરૂં છું;
ભય દુઃખ હાની માંહી પડી છું દિનદયાળે દયા નવ આણી.
થયું ધુળધાણી થયું ધુળધાણી.

## ( ૨૫ )

નયનથી દિગંબરો ડગાવું.
સુરા સુજાણુ મારી મોહ બાણુ કરી પરવશ પ્રાણ;
પકડી જકડી પ્યારમાં ટંગાવું. નયનથી.
પુરણુ પ્રિત ભર્યાં ગાઉં ગીત હરૂં હળવે હળવે ચિત;
જુદો પંથ જગતમાં જગાવું. નયનથી.

## ( ૨૬ )

થાતું દુર થાતું દુર થાતું દુર થાતું દુર થાતું દુરરે.
જા ગમાર તું આ વાર જોયો સાર તારો પ્યાર;
શાને થાઉં લાચાર જોઈ તને અંગાર.

છે અંગે અપાર જા જા કરતી બે જાર;
છોડ તું તારો વિચાર નહી તો મારીશ ઠાર;
ચંદનના હણનારને મળતી જુઓ સુવાસ,
શત્રુનું સારૂં કરે સજ્જન એજ ખવાસ.
પિતા દયા દિલમાં ધરો ક્રોધ કરો શું કામ;
નિરપરાધી પ્રાણીનો રક્ષણ કરતા રામ.

( ૨૭ )

તું હે ભોળી ભાળી જાન બતિઆં મેં રતિઆં ભુલા દેતી;
તેરી બલિહારી હુંશિઆરી દમામ;
અચ્ચે ભુલા હે ભાન મેરી દીલે દીલજાન;
અરે ફતેખાંજી બોલ મારા બાપનો છે કોલ,
મારા વાલમજી લોલ પ્યારા બોલ બોલ બોલ.
રંગીલા રસિયા તું છે મારો પ્રાણ;
વશ કીધી છે જાણ મને મારી મોહ બાણ.

( ૨૮ )

હું છું તમારી પ્રાણથી પ્યારી જાઉંજી વારી.
રંગીલી રસિલી વાહ.
પ્રેમથી પલાળી મને ભાનથી ભુલાવી મને;
લટક મટક ચટક કરતી.

મોહ પાસ નાંખી મને સાનથી સમજાવી મને;
રંગ રંગ રંગ વહાલા રંગીલા રસિલા વાહ.
રાજી રહેવા તમ કને જીવ જાન જાણું તને;
જો જો નકકી જા જા પકકી (૨)

## ( ૨૯ )

જોને વિચારી પ્યારી તું મારી, આહું ન બોલો.
ચિતકુંજ ખોલો, અંગે લપટાવો પ્યારી, હસી હસાવી;
મુખડું બતાવો પ્રેમે બોલાવો રતિ પતિ સમ હું છું રૂપ ધારી.
જુલફાં જો મારાં કાળાં રૂપાળાં છું દાસ તારો એવું વિચારી;

## ( ૩૦ )

રહે તું દુર નીચ પાપી ઓ ગમાર ન લગાર.
કરે મનમાં વિચાર દોડે શું આવાર;
ધિઃકાર ધિઃકાર તેને હજારો ધિઃકાર.
હું છું વીર ક્ષત્રી બાળા જોઇ તને ઉઠે જવાળા;
મિથ્યા શિદ કરે ચાળા ધુળ મોઢાપર તારા,
ગયો ખાઇ માર ભુલી ગયો તે ગમાર;
વળી આવ્યો શું આ ઠાર ફટ તને ધિટકાર,
જોઉં ન લગાર મુખ તારૂં અકારૂં જા જા જા.

## ( ૩૧ )

હું અતિ અભાગિઓ પ્રાણ પ્યારી કયાં હશે,

મન મુંઝાય નીશદિન પ્રાણ તો જશે;
ધિ:ક ધિ:ક ધિ:ક કંટક ધારે શું, હું છતાં તું દુ:ખ દે આવારે શું.
પ્રભુજી વેર વાળશે પ્રિયાનું દુ:ખ ટાળશે,
પ્યારી આવું આવું દોડી સુખી તું થશે.

( ૩૨ )

ખરે છેલે મને તો ફસાવી કીધા હાલ બેહાલ બનાવી,
તે કયારે                વાહ વાહરે.
પ્રિતીમાં પલાળ્યો રાંડે ફસી પડયો તારે ચાડે,
ખોટાં લડાવ્યાં લાડે પાપ એતો આવ્યું આડે;
ચુપ કર દુર મર ધિ:ક પડી તારાપર બળ્યું તારૂં જીવતર.
પાપનો પસ્તાવો કર વ્યભિચારી પાકો ખર,
લડી મરો નહીં, સાચું કહું, કહો કહી દો ચુપ રહું,
રાંડે કીધો ખુશ ખુશ મારે મન ફુસ ફુસ,
સમ તારા બાપના રાંડ તારા પાપમાં;
હાય હાયરે નાંક કટ્ટા વાહ વાહરે ખીર ચટ્ટા.

( ૩૩ )

હર નર્મદે નર્મદે હરે હરે શિતળ પાણી;
પવનની લેહેરો ફરર ફરર ફર ફરે ફરે.
સ્નાન પાન કે તુજ દર્શનથી થાય મતિ શુદ્ધ ખરે ખરે;
આધી વ્યાધી સહુ દુર કરીને કોડ પુરણ તું કરે કરે.
પવિત્ર પુરાણે તને વખાણી ભજે ભલા જન ઘરે ઘરે;

## ( ૩૪ )

આવોજી આવો કૃપા રે કરી.
આપ્યું આજે પ્રાણ દાન, બચાવીને મારો જાન;
ધીર વીર ગુણવાન આવોજી આવો આવોજી (૨)
માનું આપ ઉપકાર હજારો હજાર વાર.
એમાં શાનો ઉપકાર જાઓજી જાઓ કૃપા રે કરી.
ના ના ના ના......આવોજી.

## ( ૩૫ )

જા જા જા સઘળું સંભારૂં, ચટ પટ ચટ મ્હોકણ મંડાવું.
ઝટ પટ ઝટ તુજને સંહારૂં, નટખટ હઠ કરતું જા કાળું;
કટ કટ કટ હમણાં કંપાવું, ફટ ફટ ફટ પાપી ફીટકારૂં.
જા જા જા કહેતાં કંટાળું, ધિઃક ધિઃક તને ધિઃક ધિકારૂં;
ચુપ લંપટ તું લવરી કરમાં ખર અભિમાન ઉરમાં ધરમાં.
ડર દીલમાં અવળા અવસરમાં શીદ ઝપલાયે મૃત્યુ સરમાં.
વોરી વિપત્તિ સંગે વરમાં તુજ જીવન મરણ છે મુજ કરમાં.



## અંક ૩ જો.

( ૩૬ )

દવ દવ દવ દાવાનળ લાગ્યો ચિત ચિંતામણીરે; (૩)
પાપીણી પુંઠે પડી ખુવારી દુઃખ દુઃખ દુઃખ દુઃખ દુઃખ કરનારી.
મરૂં ટળું કયાં વાવ નદી કુવે પડીરે;
કાળ ભક્ષકારી તું શાવ્યો ચડી ચકડોળે લેવા આવ્યો,
આવું લે હું આવું ખા ફાડી શાડીરે.

( ૩૭ )

અલબેલી કયાંથી આવી આ મુર્તી મમ મન ભાવી હો,
ઉર અકુળાએ વિસ્મય થાયે, સ્વપ્ન કે સાચું નહીં સમજાયે;
વેહેમ વિસારો, ધીર ઉર ધારો, સત્ય સંભારો મેળાપ મારો,
કોણ કોણ નર્મદાના પુલપર નેહ ભર નેત્રે નીરખ નાર,
હા એજ તમારા પવિત્ર પ્યારને પુરણ પારખનાર,
સત્ય કહો મારા સમ, તો તો ત્રુટે જીભ મમ;
બંધુકનો બ્હાર કરી, ઉગારીતી હણી અરી,
હવે ખરૂં ઉરે ધરૂં, ચિતે ઠરૂં, તારો તરૂં;
નથી વધારે પ્રતિ ઉપકારે હજી નથી હું ફાવી હો.

( ૩૮ )

હરદમ ઉર તમ મમ પ્યાર પ્રેમદા ભરજો,
અલબેલી નવેલી પ્રિત રીતે અનુસરજો;
આ કમળ વદન વપુ મદન સદનમાં પ્રેમ ધ્યાન ધરજો.

એ ચિંતા અળગી નાથ કરો તમ તનથી;
સરિતા સર સાગર શુદ્ધ જોઇ જીવનથી;
નહીં તજે બપૈયો આશ, સ્વાંતની મનથી;
ધન્ય ધન્ય તરૂણી તમ ટેક હાની સૌ હરજો;
હું જાણીશું ફરી ક્યારે મળશો,
એ કરણ હાર કિરતાર નહીં વીસરજો.

( ૩૯ )

નહીં ડરૂં દિલે મરવાથી શી વડાઇ વધ કરવાથીરે,
બાળકને બાંધીને બળીયો હામ ધરીને હણશે;
એ બળીઆને નક્કી નપુંશક ગુણીજન સર્વે ગણશે.
મરણ અણીપર મનુષ્ય બંક પણ તેથી કંઇ નહીં વળતું;
ધુમાડાના ભરે બાચકા કરમાં કાંઇ નહીં મળતું;
કેદ કરેલા કેશરી સામે શિયાળ લવરી કરશે,
કેશરીને જીતનાર તેહને કોઇ નહીં ઉચ્ચરશે.

( ૪૦ )

ચાલો વિજય વિજય રણ કરવા,
દોડો અરીનાં શીર તોડો નહીં છોડો;
લાચાર લાચાર કરો દુસ્મનને આવાર
કંટક હરામીને હરાવી કરો પાયમાલ.

( ૪૧ )

આવે લહીં ભોગ કાળી તું દયાળી દયા દિલ ધારી,
માની તારો બાળ પ્યારો હાથ મારો ગ્રહી પાર તારો;
આનંદ અંગે અહોનિશ આપી કાપી ઉપાધી વ્યાધી;
કાયક વાચક માનસીકથી હું દાસ અવર દેવ ટાળી.

( ૪૨ )

નૂર હર્યું હરામીનું હાશ હવે.
મુખ પયભર, ધટ વિષધર, કાળું મુખ કર, ખરેખરા ખર.
(કહું) કેટલું કપટી એક લવે.
લે લે કુડા તુજ કૃત્યોનાં ફળ;
પડું પડું પાય હણો નહીં હાય, ભોગવીશ ફળ પેલે ભવે.

( ૪૩ )

હજારો છે નિચ તમોને ધિઃકાર.
શરમ શરમ કરતાં કાળું દુરાચારી નવ લેશ વિચાર્યું.
થયા બહુ લાચાર આર્ય તણું અભિમાન વિસારી;
અધમ કરતાં નીચની યારી, કુળ લજાવીયું.
માન ગુમાવીયું સત્ય ડુબાવીયું ચિત ભમાવીયું;
માતાની કુખેથી જનમ ધરતાં મુવા ન કેમ તે ઠાર.
રાજની રૈયત ભ્રષ્ટ કરી બહુ પાપી અનાચાર;
કીધો મળી સહુ લાવ્યા ન લેશ વિચાર.

( ૪૪ )

આવો આવો વિજય મારા પ્રિતમ પ્યારા,
ચક્ષુના તારા વહાલા જીવનહાર.
વારી વારી છેલ છોગાળા મોહન મારા પ્રીતમ પ્યારા;
પ્રેમી તારી જાળમાં મુજને બાંધ્યો આજ.
અંતરમાં અકળાઉં છું આલિંગન સુખ આપ;
મને નહીં શરમાવો લ્યો સુખ લહાવો.
અવસર આવો આવ્યો છે પ્રિતમ આજ;

( ૪૫ )

વિજુ જય કીધાં આભારી અસી ધારી હદવાળી.
ભય ટાળી અરી મારી કીધાં આભારી.
કહું પ્રિયે વ્રતિ એ મારી થઇ થઇ આજે સુખિયારી.
તન મન અરપ્યું તેં પ્યારી ઘણા દીવસનો વિયોગ તારો;
સહી રહયોતો હું દુઃખીયારો નાથ હૃદયથી નથી વીસારી·
પ્રાણ થકી મુજને કરી પ્યારી ખુબી તારી કેવી ભારી અહાહાહા;
છબી પ્યારી જાઉં વારી વાહ વાહ વાહ
તું છો પ્રીય કામણગારી જોઇ ખુબી તારી, ( ૨ )
હા હા હુંતો પ્રીતમ પ્યારી તમ ઉપર વારી ( ૨ )
વાહ લટકો કેવો ચટકો જોયો મટકો શીદ અટકો;
લે લે હવે આમ આવ જાઓ જાઓ તમને તો કાંઇ શરમ નથી
વાહ છમકો પગ ઠમકો શીદ ચમકો કેવો ઝમકો.
હજુ પણ લાજ નથી કે અરે મન માન્યું ત્યાં લાજ શાની;
બલીહારી વાહ પ્યારી કીધાં આભારી.

( ૪૬ )

લટક મટક ચટક પ્રિયા સુંદર વદન ન્યાળી,
વારી વારી વારી વારી.
એમ શું રીઝાવો રસીકરાય વદન જોઇ મન લોભાય,
જેમ જેમ વખત જાય અધીર થાય નવ રહેવાય,
પ્યારી વારી પ્યારી વારી.

( ૪૭ )

વાહ વાહરે બાબલી તારૂં આ મોહું,
જોઇ પ્રસન્ન થયું મન મારૂં હાજતો કેમ નહીં થાય,

ખુશી થાઉં ખુશી થાઊં કાંઉ નહીં કોઇને;
એમ કે વારી જાઉં વારી જાઉં પેટ સામું જોઇને,
વાહરે અહાહા લે ચાલ અલી ચાલ હા ચાલોની.
મે રંગ યે રંગ યે ' એ બાપરે બાથમાં નાંખી,
ચગદી નાંખી આવા તે ઢંગ હોય,
વાહ કેવો મટકો ને વળી ચટકો વાહ વાહ.

( ૪૮ )

જય જય હે વિભુ જગત્રાતા સુખ દાતા બળ ભ્રાતા,
તવ પદને મુનિજન ન્હાતા ગુણ ગાતા નિત ખાંત
જન મન તું કર સુખ શાંતા પિતુ માતા વાહ વાહ હુરેરેરે,
જુગ જુગ જુગમાં તું ન્યારો સ્થલ સ્થલ સ્થલમાં વસનારો,
વિભુ એક હરી હર આ જગનાથ ખરેછો સિદ્ધીદા,
હિતકારી બહુ ભારી જગનાથ ખરેછો સિદ્ધીદા,
મળી સહુ આ ગુણો ગણતા મુખે ભણતા;
વાહ હુ રે રે રે રે.

